પરમસાધકઅધિકારિવર્ગનો ૧૨૩ મો મહોત્સવ.

# કીર્તનો

૨૪ મા સાધનસમારંભ નિમિત્ત.

સ્થળ: ગીતાબાગ; અમદાવાદ.

રચનાર

શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી

શ્રીમતી જયન્તીદેવી.

મૂલ્ય ૦—૪—૦

## —કીર્તનની અનુક્રમણિકા.

॥ ॐ श्री ॥

# श्री साधनसमारंभ

## २४ मो महोत्सव

સ્થલ: કુટિર, ચીના-બાગ: અમદાવાદ.
(ફાલ્ગુન શુક્લ ૧૫, સોમવારથી ફાલ્ગુન કૃષ્ણ ૬, રવિવારપર્યન્ત-સં. ૧૯૭૮.)

# कीर्तनो

### जय-टंकार.

પદ ૧. ( ગૃહસ્થાશ્રમની શોભા સઘળી, એ લય. )

જગજ્જીવન[1] જય, જગચ્છમન[2] જય, જગજ્જનનઆધાર[3] !
સમજે ત્રિભુવનભેદકનાદે, કરીએ જય—ટંકાર; જય૦
જેમાંથી સહુ થતાં છતાંએ, કશાનું કારણ જે ન ગણાયે,
વસ્તુ—અવસ્તુથી જે પાર, તે પદ પ્રણમી વારંવાર;
અંડકટાહવિભેદકનાદે—કરીએ૦
નિજમાંહિ જે સકલ જણાવે, છતાં સર્વથી અલિપ્ત કહાવે,
અકલકલામય અપરંપાર, તે પદનો લહી સબલાધાર;
સમગ્ર બ્રહ્માંડભેદી નાદે,—કરીએ૦
જેનો અનુભવ [illegible] કાજે, સ્તવન ધ્યાન આચરીએ આજે,
સચ્ચિતઘન નરહરિ સુખસાર ! તે નિજ પદમાં રમતાં વાર;
બહિરંતરાલભેદક નાદે—કરીએ૦

---

૧. જગત્‌ની સ્થિતિરૂપ, ૨. જગત્‌ના લયરૂપ. ૩. જગત્‌ની ઉત્પત્તિરૂપ.

## साधन साधवा साधकोने निमंत्रण.

પદ ૨ (આજે એવો સાધક ક્યાંથી એ લય.)

આજે આવો સાધક! સાધને સત્વર ચોટ લગાવો, ઉર જાઓ.
કમર કસી દઢ સંયમ કરવા, આતુરતા પ્રકટાવો; આવો૦
તનમનપ્રાણના ભોગે પ્રભુને, જોવા વીરા! સજ્જ થાઓ; આવો૦
પ્રાણાયામે કરીને પ્રાણસ્તંભન, કુંડલિનીને જગાવો; આવો૦
ષટ્ચક્ર વેધીને મૂર્ધપ્રદેશમાં, હાવે અડંગા જમાવો; આવો૦
યોગાગ્નિમાં સંચિત ક્રિયામણ ને, પ્રારબ્ધકર્મ ખપાવો; આવો૦
ધારણા સાધીને ધ્યાનમાં ક્રમથી, મન, વૃત્તિ, ચિત્ત દઢાવો; આવો૦
મંત્રધ્વનિ શુણવા શબ્દમૂલમાં, વિજ્ઞાન[1] ઉલ્લંઘી આવો; આવો૦
ઘડીભર [2]વિદ્યાના કંઇ ચમત્કારો, અનુભવી લો સુખલ્હાવો; આવો૦
બ્રહ્માંડ પિંડમાં જોવાને સાચું, સંયમસાધન સ્હાઓ; આવો૦
ભેદી પુર્યષ્ટક થઇ જીવન્મુક્ત, વિશ્વે વિજય વર્તાવો; આવો૦

શ્રી જ૦ દેવી.

---

## ध्यानस्थ वृत्तिने क्षणिक ध्येयदर्शनथी थतुं भान.

પદ ૩ (હું તો જોગણુ બની છું મારા, એ લય.)

મને કોણ ચઢી ગયો આંખડીયે,
આંખડીયે, ચઢી ચાખડીયે; મને૦
ક્ષણભર જોયો છતાં, મોહ્યો મારો આત્મા તો,
નથી કંઇ લોક, એ તો મારો અંતરાત્મા તો,
જોતાં છુપાયો ગલી સાંકડીએ; મને૦
એ તે શું અન્તઃપુરમાંહિ ગયેલો ભરાઇ,
અરે! એ તો જરૂર છુપાયો કલિકાની માંહિ,
ભમતી મૂકી મને પાંખડીયે; મને૦

---

[1] વિજ્ઞાનમય કોષ. [2] વિદ્યામાયા.

પગલી શોધી શોધી એની પાછળ પરવરૂં હું,
નહિ પકડાય ત્યાં લગી નહિ પાછી ફરૂં હું,
માર્ગ વહીશ હું વાંકડીયે; મને૦
ક્ષણિક મેં જોયો છતાં તેટલાએ કાળમાંહિ,
મારા અણુઅણુમાં કંપ અદ્દભુત ઉપજાવ્યો કાંઇ,
ભરાઇ હું તો એની આંકડીયે; મને૦

---

## यत्नथी श्रमित दीन वृत्तिनी आर्द्र प्रार्थना.

પદ ૪ (હવે કોણુ ઉપાયે તૃષિત નયન, એ લય.)

કહો કયારે વહાલા ! નયને ચઢશો વિરહે અંતર બળે,
વૃત્તિ અતિ વ્યાકુલ થઇ હાવે, ઠરે ન લક્ષ્યસ્થળે.
હોંસે અને હોંસે તમમાટે, સાધન મેં કીધાં,
પોશે અને પોશે રડું પણુ દ્વાર શું રાખો દીધાં,
ઘણું ધૈર્ય ધર્યું મેં આજ લગી પણુ હવે ન ફળ કંઇ વળે; કહો૦
થાકી થઈ હું લોથ હવે તો હિમત છૂટે છે,
તાણો નહિ ઓ નાથ ! હવે તો દોરી તૂટે છે,
સાચું કહું કદી કદી તો વૃત્તિ તામસથી કળકળે; કહો૦
કોઇ કોઇ અનુભવીસરખા કહે તે આચરવા માંડું,
ઝીણી નજરથી મુજ અંતરના દુર્ગુણુને કહાડું,
પરિણામે નિષ્ફળતા લહેતાં નિઃશ્વાસો નીકળે; કહો૦
મારૂં અહં ત્યજી યાચું છું હું પદર પાથરીને,
આવી મળો ઝટ ઓ પરમાત્મન્ ! 'મુજ આ' એમ કરીને,
છો આપ અગમ્ય પ્રદેશે ઉપર, ને પ્રભુ ! હું તો તળે; કહો૦

**प्रमीलाबहेन.**

---

## प्रभुनी प्रतीतिनो अनुभव.

પદ ૫ ( રામ ભજ તું પ્રાણીયા; એ લય. )

ઇષ્ટનું અલબેલડું રૂપ ન્યાળું હું મારા ઉરે,
અંતરતણા પણ અંતરે; ઇષ્ટનું૦
ઉંડા ઉંડા ઉતરતાં, જ્યાં વિચારો વિખરાઈ જતા,
પ્રાણ ધારે મંદતા ત્યાં ઇષ્ટરૂપ સહજે સ્ફુરે; ઇષ્ટનું૦
પંચકોશથી પાર જય, જેથી ન ઉંડું છે કંઈ,
જેનાથી બીજું શાંત નહિ, એવે સ્થળે પ્રભુ પ્રકટ રે; ઇષ્ટનું૦
પ્રભુરૂપ સૌન્દર્યે ભર્યું, વિગ્રહ[1] વિલક્ષણ છે ધર્યું,
જેની ચમકઆગળ શશિ રવિ કોટિ પણ પાણી ભરે; ઇષ્ટનું૦
નેત્રકેરી ચમત્કૃતિ, વાણીથી વર્ણાઇ ના જતી,
એ દૃષ્ટિમાંથી પ્રશાન્તિવાહક[2] દિવ્ય અમીઝરણાં ઝરે; ઇષ્ટનું૦
વર્ણવું શું વાણી હું, કે વર્ણવું શું પાણિ[3] હું,
વર્ણવું શું ચરણ, જ્યાં મુજ વાણી કુંઠિતતા ધરે; ઇષ્ટનું૦
પ્રભુશું સહજ મળતાં નજર, આનન્દ ઉર ઉલટે પ્રખર,
તે જ ક્ષણે કૃતકૃત્યતા થઈ રહેતી જીવનની ખરે; ઇષ્ટનું૦
દર્શન પ્રભુકેરું થતાં, [4]એષણામાત્ર શમી જતાં,
જય જય જયન્તીજીવન પ્રભુઃ એ માત્ર વાણી ઉચ્ચરે; ઇષ્ટનું૦

**श्री जा० देवी.**

---

## साधुतानुं स्वरूप.

---

પદ ૬ ( નિદરા આયે તાનિમાણી, એ કચ્છી લય. )

જેને સ્પૃહા ન કશાની, જાણો એ છે ગ્યાની—એ નિશાની સાધુતાની.
આવી મળે તો ન બળથી તજે, ઇચ્છા ન મેળવવાની; જાણો એ૦

---

૧. શરીર. ૨ અત્યંત શાન્તિને પ્રસારનારાં. ૩ હાથ. ૪ ઈચ્છાઓ.

સંકલ્પમાં કામના ન સ્ફુરે, કોઇ પણ આ વિશ્વમાંની; જાણો૦
ઝળકે ઉપેક્ષાવૃત્તિ જેમની, જાણે દ્યુતિ ચન્દ્રમાની; જાણો૦
થાય આ પળ વિશ્વલય તોય શું, એવી વૃત્તિ નિર્ભયતાની; જાણો૦
જેની પ્રસન્નતા ક્ષીણ ના થતી, થાય છો જીવનહાનિ; જાણો૦
અહો ! ત્યજી જેણે નિજની સ્પૃહા, લાલસા પછી તેને શાની ! જાણો૦
પ્રાણિમાત્રપ્રતિ પ્રેમનદી, જેમની વહેતી સદાની; જાણો૦
આત્માનુભવ મસ્તીવડે, જેની મતિ છે મસ્તાની; જાણો૦
બ્રહ્માંડાધિપત્યે પણ જે, લોભાય ન અભિમાની; જાણો૦
એવા મહાત્માને મતિ આ નમે, સતત રહીને નિર્માની; જાણો૦

---

## સર્વત્ર ઇષ્ટદર્શન કરતી વૃત્તિના ભાવો.

પદ. ૭ ( દીન દાસી, હૃદયના વાસિ, એ લય. )

દૃષ્ટિ મારી, જતી ત્યાં પ્રિય ! તારી—
સાથે આંખે આંખો લડે છે.
આ તે થયું શું વહાલા ! અચરજ અવનવું,
જોઉં અંતર ને બહાર,
તુંનો તું જ્યાં ત્યાં નજરે ચઢે છે; દૃષ્ટિ૦
ઉમળકો આવ્યે વહાલા ! ભેટવા ધારી,
તુજ પ્રતિ વાળું વૃત્તિ મુજ,
ત્યાં તો તું આવી ભેટી પડે છે; દૃષ્ટિ૦
કોઈ તને શોધવાને તીર્થમાં ફરતા,
કરતા ગુહામાં કોઇ વાસ,
તપનમાં તનુ રગડે છે; દૃષ્ટિ૦
તારા વિલાસરૂપે વિશ્વસમસ્તને,
જોઇ જાણી ન શકે જેહ,
તેની તો બાજી બધી બગડે છે; દૃષ્ટિ૦

અવનવાં તોયે વ્હાલા ! તારાં જ રૂપો,
નાનાવિધ ભાંતિનાં અનન્ત,
વિશ્વે તું તે શી રીતે ઘડે છે; દષ્ટિ૦
જ્યાં ત્યાં ને જે તે સ્થિતિમાં, જેમાં ને તેમાં,
મારી દષ્ટિ તો હવે નિત્ય,
ચતુરને ઝટ જકડે છે; દષ્ટિ૦

શ્રી જ૦ દેવી

---

## त्रण शारीरतत्त्वोना संयोगथी शरीरमां जविनतत्त्वनो समुद्र रेलाय छे.

પદ ૮ ( મહારાજા નજરીયાં લગ જાયગી; એ લય. )

મહા રસનો ઉદધિ તારા ઉરમાં વહે,
ઉરમાં વહે—મહા રસનો૦
એ રે ઉદધિમાંહિ રત્નો રહ્યાં કંઇ રૂપાળાં,
મંથન કરનારા, ખોલતા સિદ્ધિતણાં તાળાં; ઉદધિ૦
એને કાંઠલડે ફરતો, નિત્ય તું તોય તે ન જોતો,
આંખો છતાંએ અંધાપો સેવી વૃથા રોતો; ઉદધિ૦
ત્રિવેણીનો યોગ થતાં એ મહાસાગર ઉદ્ભવતો,
મટી ક્ષારસિંધુ એ, ક્ષીરસાગરરૂપે પ્રસરતો; ઉદધિ૦
ત્રિવેણીનું સ્થાન તારૂં, જ્યાં લગી તેં ન શોધી કાઢયું,
ત્યાં લગી તુજ જીવન, જાણજે વ્યર્થ તેં બગાડયું; ઉદધિ૦
પૂરૂં અજવાળું કે ના અંધારૂં હોય એવા કાળે,
એ પુણ્ય ક્ષેત્રે, વિરલ પુણ્યાંગને પ્રક્ષાલે; ઉદધિ૦
વણ સમજ્યે ત્યાં જાતાં થાકી ગયા છે જનો કંઇ કંઈ,
અહી ગુરુકળ તો તો, જાણજે યાત્રા સફલ થઇ; ઉદધિ૦

---

## विवेकरूप साधन सिद्ध करवा मनुष्योने बोध.

પદ ૯ (પડરિથી માંડો સુજન સંગ્રામ, એ લય. )

વિવેક છે ઉન્નતિનો આધાર,
સત્યાસત્ય અનિત્યનિત્યનો, જે ઉર દઢ સુવિચાર,
વિવેકી તે નરનાર, જીતે સંસાર, બની અવિકાર; વિવેક૦
વિવેકપાછળ વિરાગ પ્રકટે, જેહ અભય દેનાર,
વધારીને અધિકાર, જણવે નિર્ધાર, જગત્ નિઃસાર; વિવેક૦
વિવેકપાયાઉપર રચે જે, પોતાનાં ઘરબાર,
અખંડ તે ટકનાર, તેમાં વસનાર, લહે સુખસાર; વિવેક૦
વિવેક ધરવા શાસ્ત્ર કહેતાં મુમુક્ષુને વારંવાર,
પામે અવિદ્યા હાર, વિષયનો માર, સહે ન લગાર; વિવેક૦
તેથી ઉરમાં વિવેક ધરવા, સઘ થજો તૈયાર.
કરી વિવેકવિચાર, અનુરૂપ આચાર, તરો સંસાર; વિવેક૦

શ્રી જ૦ દેવી



## प्राणिक उपास्यदर्शन करती साधकवृत्तिना आरंभक अनुभवो.

પદ ૧૦ ( એ બંસરી થકી વનમાળી, એ લય. )

કો ડોકીયું કરે આવી આવી,
અંતરના હરસાગરતલપર,
ક્ષણભર મુખ ઝબકાવી. કો ડોકીયું૦
ઓળખવા હું જ્યાં મિટ માંડું,
તવ દે મુખડું છુપાવી;
પુનઃ ઉછળતા દેખું તરંગો,
એમ મને ભરમાવી; કો ડોકીયું૦
ધારી ધારી જોતાં નવ આવે,
આવે નજર ચુકાવી;

જોઉં ન જોઉં ત્યાં તો પાછું એ,
ક્યાંએ વદન દે વિલાવી; કો ડોકીયું૦
એને મન તો રમત ને મુજ મન,
અતિ વિકળતા થાવી;
એ દર્શનવિણ ચેન પડે નહિ.
ઘેલી મને તો બનાવી; કો ડોકીયું૦
કોણ હશે એ અણુકારણ પણ,
મુજને દે લલચાવી.
નિશ્ચય એ મુજ હૃદયનો સ્વામી;
ખેંચે (મને) ચાહી ચલાવી; કો ડોકીયું૦
મેલનઅર્થે[1] પેસું ઉંડાણે,
સાગરમાં ઝંપલાવી;
અંતરાલ જઇ અભેદ પામું,
ગુરુએ ક્રમ એ જણાવી; કો ડોકીયું૦

શ્રી જ૦ દેવી.

---

## વ્યતીત પ્રતિકૂળનું ચિંતન ત્યજવા યોગ્ય છે.

પદ ૧૧ (ઘડી બે ઘડીમાટે શું, એ લય.)

શીદ ધરીએ સંતાપ, વ્યતીતકેરી વાતનો,
રેતીપરના સાપ, વખતની સાથે વહી ગયા;
પ્રસંગ એ ભૂલી ત્યજજે મનમાંની માયા રે,
થયું ના થયું હાવે તો થવાનું નથી;
થવાનું નથી તો વાતો કર તે જતી; થયું૦
છોડી ચિન્તન ભૂતનું, ભાવિ જો અનુકૂલ,
સેવીશ ઉર પરિતાપ તો, કરમાઇ જાશે નવું ફુલ; થયું૦
દિવસ ગયાનું દુ:ખ, ધરવું કાં જોઇને રાતને!
કરમાવવું ન મુખ, વાશે વ્હેલાં વ્હાણલાં.

---

૧ મળવા માટે.

પ્રસન્ન રહે છે એવું વિચારીને ડાહ્યા રે:
'થયું ના થયું હાવે તો થવાનું નથી.'
થવાનું નથી તો તેની ત્યજવી સ્મૃતિ; થયું૦
વિસ્મૃતિપટમાં નાખજે; વીતક તારાં સર્વ,
સમચિત્તે સંસારમાં રહેતાં જોઈશ સુખપર્વ; થયું૦

## ઈશ્વરશોધન.

પદ ૧૨ ગઝલ.

અમે તો શોધશું હાવે, અણુઅણુમાંહિ ઈશ્વરને.
ઉપરના અસત્ પડનીચે નિગૂઢ એ સત્ય ઈશ્વરને.
શ્યામળાં અભ્રની પાછળ રહે છે ચન્દ્ર ઝગઝગતો,
જોઈશું અવિદ્યાઅભ્રોની પાછળ છૂપા ઈશ્વરને.
ધૂલિને ફેંદતાં પામે, સુભાગી રત્ન તેજસ્વી,
વિવેકજલે અસત્ ધૂલિ, ધોઈને જોશું ઈશ્વરને.
તિમિરમયી રાત્રિમાં તારા ઝગે છે જેમ નભમાંહિ.
તિમિરમય આ પ્રપંચવિષે, ઝબકતો જોશું ઈશ્વરને.
ભલેને શોધતાં એને કટુ અનુભવ બહુ થાતા,
ખમીશું તે અને સુખ દુઃખમાં શોધીશું ઈશ્વરને.
મળે આ જન્મમાંહિ કે ભલે ધરવા પડે જન્મો,
ન ધરતાં તેની ચિંતા, પણ, વિરમશું પામી ઈશ્વરને.

શ્રી જ૦ દેવી.

## દુર્બલ સાધકની પ્રાર્થના.

પદ ૧૩ (સાધો! ધ્યાનને લગાવો, એ લય.)

મારી પ્રાર્થના સ્વીકારો, કર કરુણાવડે પ્રસારો,
આ શિરે વરદ કર ધરવા રે જી.
દેવાને દાન કોડી, નથી મારા હાથમાં રે, (૨)

હું તો છું માત્ર યાચનારો,
કર ગ્રહો પોતાનો કરવા રે જી; મુજ૦
જાણું નહિ સ્તોત્ર-પાઠો, રીઝાવવા આપને રે, (૨)
અસંબદ્ધ હું કરૂં લવારો,
રહો તત્પર કાને ધરવા રે જી; મુજ૦
તનુબળ પણ છે ના મારૂં, સેવાવ્રત સેવવા રે, (૨)
ખોચરો સ્વભાવ તેમાં મારો,
પણ ચરણથી દેશો ન ખરવા રે જી; મુજ૦
મનપર અંકુશ ના મારો, અનુષ્ઠાન સાધવા રે,
તોપણ મુજ ધ્યાનમાં પધારો,
દો કરુણાસાધન તરવા રે જી; મુજ૦
અશક્ત, અધિકારહીણો, પામર છું પૂરો રે, (૨)
નઠારો પરન્તુ છું તમારો,
હવે નિજ પદમાં દો ઠરવા રે જી; મુજ૦
શ્રી જ૦ દેવી

---

## इष्टने पोतानी निकट आववा भक्तनी याचना.

પદ ૧૪ (સાધો ! ધ્યાનને લગાવો, એ લય.)

સાચે હું નથી તમારો, પણ મુજને કહીને 'મ્હારો,'
મને તારો, તારો, ગુરુ ગરવા ! રે જી.
તમારા પ્રદેશમાં હું ફરવા ન આવતો રે,
આવો તમે મારા દેશ ફરવા; મને૦
તમારા સ્વરૂપમાંહિ ઠરી શકું હું નહિ રે,
આવો તમે મારામાંહિ ઠરવા; મને૦
આપના ઉચ્ચ ધામે ચઢતાં હું આળસું રે,
માટે તમે મુજ પાસે ઉતરવા; મને૦

તમારાં સ્મરણ મારા મનથી ન થઇ શકે રે,
મને તમે માંડો પ્રભુ ! સ્મરવા; મને૦
પરવા કરૂં એવો નથી હું, તમારીએ બાપલા ! રે,
મારી પણ કરજો તમે પરવા; મને૦
ઉપેન્દ્રના નાથ ! જરી એક, કરુણા પ્રસારશો રે,
મારાં તો કારજ સઘળાં સરવાં; મને૦

---

## कयुं हृदय महा मस्तिने अनुभवी शके !

પદ ૧૫ (સાર આ સંસારમાં ન જોયો, એ લય.)

સત્યને સદૈવ જેહ પાળે, તે હૃદય અમૃતને ઝીલતાં,
નિત્ય મહા મસ્તીમાંહિ મ્હાલે.
જગતમાં રહ્યા છતાંય સંયમથી આત્મબલે,
રમ્ય ને પવિત્ર જીવન ગાળે; તે૦
જેના આનન્દતણી ખીલી કલિકા,
કરમાતી ના કોઇ કાળે; તે૦
તત્ત્વતણા ચિન્તનરસપોષણને પામતી,
સત્ત્વ વૃત્તિ જેની સદા ફાલે; તે૦
દૈવી બલહેરૂં પરમ સ્વાદુ ફલ ચાખવા,
ઝુલતાં જે મેરુવૃક્ષડાળે;[1] તે૦
પળ-પ્રતિપળ આત્માની ઉન્નતિ સાધવા,
સતત સત્પ્રયત્નપથે ચાલે; તે૦
તાપત્રય ટાળવાને પરમ શાંતિ ભાળવા,
ગગનગુહામાંહિ[2] હાળો હાળે; તે૦
ઉપેન્દ્રઉપાસ્યસાથે એકતાને પામી,
અંતર અદ્વૈતની મઝા લે; તે૦

---

૧ મેરુદંડસાથે સબંધવાળા ચક્રોમાં. ૨ મૂર્ધામાં.

## सर्वत्र ईशदर्शन करता भक्तना मनोभावो.

પદ ૧૬. (ઘટ ઘટમાં વ્યાપ્યો જોઉં, એ લય.)

અણુઅણુમાં નિરખું હું તો મારો નાથ, મારો નાથ, મારો નાથરે,
હસતો ખેલતો મારી સાથ ને સાથમાં જી.
નિર્ભય નિઃશંક હું તો વિચરું આ વિશ્વમાં રે,
સ્વામિતણો સંગ સેવી દિન ને રાત, દિન ને રાત, દિન ને રાતરે;—હસતો૦
અમૃતરૂપ હું તો બની ગયો આપે રે,
પ્રાણુનો થાતાં હુંપર કરુણાપાત, કરુણાપાત, કરુણાપાતરે; હસતો૦
અવિચલ અવિકારી અને અજરામર હું થયો રે,
પ્રભુની પિંડીથી મેં તો બીડી બાથ, બીડી બાથ, બીડી બાથ રે; હસતો૦
જેવી તેવી પણ મારી ઇચ્છાને જાણતાં રે,
સામો આવી ઉભો રહે જાતો જાત, જાતો જાત, જાતો જાત રે; હસતો૦
મારાં કર્મોને એ તો સ્વીકારી લે જાતે રે,
મુજને ફળ આપે આવી હાથોહાથ, હાથોહાથ, હાથોહાથ રે; હસતો૦
ઉપેન્દ્રસ્વરૂપે સિદ્ધ, મને ત્યાં પછી કહેવી કે—
કરવી રહી ક્યાં હવે બીજી વાત, બીજી વાત, બીજી વાત રે; હસતો૦

---

## सहस्रदलपद्म.

પદ ૧૭ (મને આવે છે ફેર, એ લય.)

કેવું રમ્ય આ આકાશ[1], શુકલતાના સારરૂપ દીસતું !
કેવો અનુપમ પ્રકાશ, નિરખી મન સહજ મલકાઇ જતું.
શુભ્ર વર્ણવાળું સહસ્રાર[2] ત્યાં, કેવું પામ્યું પ્રસાર !
અમૃતસ્રવણ જ્યાં થતું,
મત્ત મનડું ચુગતું,
કરી ત્યાં સમાસ; નિરખી મન૦

---

૧ મૂર્ધાકાશ. ૨ સહસ્રદલપદ્મ.

પણ એ નિહાળતાં છૂટી જતો, બધો જ્ઞાનપ્રભાવ,
આવનવું ન કંઇ લહે,
જેવું પણ ન કંઇ ચહે,
થતો ચૈતન્યભાસ; નિરખી મન૦
મધ્યમાં વિલસતી સ્વરૂપની પ્રભા, તેમાં થાતાં મન લીન,
ભાન પૃથક્ થઇ વિલય,
બ્રહ્મ—બ્રહ્મ—બ્રહ્મમય—
થાય અનાયાસ: એવું મૂર્ધમંડલજીનું શોભતું !

શ્રી જ૦ દેવી

---

## અન્તર્મુખ થવા જીવને ઉપદેશ.

પદ ૧૮ ( આવોને મારે મંદિરીયે જગરાય; એ લય. )

અડંગા, ઉરમાં પ્રબળ તું જમાવ,
ફરી સંકલ્પોને બહિર્ ના આવ.
પ્રપંચમાં સત્સુખ ના જડશે, પ્રતિકૂલ અન્તરાયો નડશે,
સ્વાર્થી સમ્બન્ધી કનડશે, અન્તે યમદૂતો રગડશે;
ઉરે શમી વિભાવ જીવસ્વભાવ; અડંગા૦
જે જીવ સત્પ્રયત્નપથે પળતો, કુમાર્ગથી સમજીને વળતો,
તેને પ્રભુઅનુગ્રહ ઝટ મળતો, ઈપ્સિત સિદ્ધિને તે સહજ રળતો,
ખેલે વિશ્વોદધિમાં ગ્રહી જ્ઞાનનાવ; અડંગા૦
પ્રથમ સદ્વિવેકને લે ધારી, સમજ સાચું જ્ઞાન ઓ અવિચારિ !
સત્યાસત્ય વસ્તુ વિચારી, અસત્ ત્યજી સત્ય લે સ્વીકારી,
થાણું તુજ જડચિન્તથી ઉઠાવ; અડંગા૦
મળ્યું નરતનુ, દેવો જેને,-ઇચ્છે વ્યર્થ ગાળીશ ના તેને,
એ શરીરથી, સાધી સાધન લેને, વિષયભોગવલખાં મુકી દેને,
સુફલ લેવા સત્સંસ્કારબીજ વાવ; અડંગા૦

હૃદય જઈ રહેજે તું વિરામી, અષ્ટ સિદ્ધિ નવનિધિ ત્યાં પામી,
નૃહરિપ્રભુચરણે શિર નામી, જીવત્વની હરજે સમૂલ ખામી,
અહં બ્રહ્માસ્મિ, અનુભવનો લે લ્હાવ; અડંગા૦

શ્રી જ૦ દેવી

## બાહ્યાડંબરથી ઈશ્વર ઠગાતા નથી.

પદ ૧૯ ( હું નથી એવી ભોળી એ લય. )

એ નથી એવો ભોળો, એ નથી એવો ભોળો,
આ જગનો પ્રભુરે; એ૦
સાવધતા રાખો નહિ પીવા અંતરમાંનો ચોળો,
પછી પ્રભુ રીઝવવા દિલપર, ભલે ગાગરો ઢોળો;
પણ નથી એવો ભોળો૦
સદ્દગુણથી મન રંગ્યા વિણ છો કેસરચન્દન ઘોળો,
મોહ હણ્યા વિણ ઘસો કપાળે, ભલે ભસ્મનો ગોળો; પણ નથી૦
તનમનશુદ્ધિ ન કરો ઉછાળી, હરિસ્મરણની છોળો,
(અને) પવિત્રતા બતલાવા ભડકો, જોઇ અંત્યજનો ઓળો; પણ૦
પ્રભુ પ્રભુ મોં'એ કહો પણ અંતરથી જરી ન ખોળો,
અને તમે જાણો કે પ્રભુને, રીઝવી દઉં કરી ડોળો; પણ૦
માળાના મણકા તો મૂકો, ફેરવી જ્યાં ત્યાં ડોળો,
વ્યવહારે તો કરી કુટિલતા, ખોટે ત્રાજવે તોળો; પણ૦
અન્તર્યામી પ્રભુ તો જાણે, કોણ કાળો કોણ ધોળો,
પળમાં એ તો પરખી કહાડે, આ તે મઠ કે ચોળો; એ૦
ભોળવાય ઉપરનું જોઇ, એવો એ નથી ભોળો,
અનન્યભાવે ભજશો તો એ, પ્રસારશે નિજ ખોળો; એ૦

## इष्टानुग्रह न अनुभवनार अभिमानीनां श्री इष्टप्रति कर्कश वचन.

પદ ૨૦ ( મારા અભિમાની એ લય. )

હું છું આપનું બાલ, મારા આ શા હાલ–હવાલ,
લાવો હાવે કંઇ વ્હાલ, રાખો મુજને ના કંગાલ.
આજ લગી મન મલકાતું'તું, આપની શિર લહી સ્હાય,
અનુભવ તેરો થાતાં ના ઉર, અગ્નિવિષ્ણુ સીઝાય; હું છું૦
અતિ નિશ્ચિંત થઇને બેઠા, ભૂલી વત્સલભાવ,
આ'વો સ્વપ્ને જાણ્યો નો'તો, કઠિન આપ સ્વભાવ; હું છું૦
હું રખડું છું કીટસમ પંકે, આપ નિવસતા મ્હેલ,
અનંત વૈભવ તમ ભંડારે, પણ હું નાંખું ટહેલ; હું છું૦
લૌકિક માતપિતા બાલકને, તરછોડે ના કયાંય,
સંયમી સાચા!! આપ જ જેને, સ્પર્શ કશો ના થાય; હું છું૦
ભિખારીઓ પણ ભૂખ્યા રહીને, બાલકને દે અન્ન,
આપતણું તો એથી ઉલટું, જોયું મેં વર્તન; હું છું૦
પિતાતણી સંપત્તિનો છે, પુત્ર ખરો હકદાર,
જાણીને પણ રહો છો શાને, આવા બેદરકાર; હું છું૦
દેશો ના કશું તો પછી હું તો, જ્યાં ત્યાં રખડી ખાઇશ,
આપ પ્રભુની કઠોરતાના, પ્રકટ ગુણો હું ગાઇશ; હું છું૦

प्रमिलाबहेन

---

## संयमसाधननिमित्त उत्सुक साधकना अभिलाष.

પદ ૨૧ ભૈરવી.

સંયમનાં અનુષ્ઠાન, સુન્દર, સાધશું કંઇ કંઈ આજ.
અવસર અનુપમ આજ મળ્યો છે, સાધન સાધવા કાજ; સુન્દર૦
ધ્યાન ધરશું હૃત્પદ્માદિકમાં, સવાર ને વળી સાંજ; સુન્દર૦

સૂક્ષ્મેન્દ્રિય નિરોધશું નિશ્ચલ, નિરીન્દ્રિય વસ્તુમાં[1] જ; સુન્દર૦
વૃત્તિઓ બહિર્મુખકાલે, સ્મરશું શ્રીગુરુરાજ; સુન્દર૦
અંતર અગાધ તત્ત્વસિન્ધુમાં, ચલવીશું મન–ઝાઝ; સુન્દર૦
આંતર કરણઉપર આત્માનું, મેળવશું સ્વારાજ્ય; સુન્દર૦
થઇ એકાગ્ર શુણીશું અભયપદ, આત્માતણો અવાજ; સુન્દર૦
ચિત્ત સમાહિત[2] રાખશું સંતત, સર્વ અવસ્થામાં જ; સુન્દર૦
સચ્ચિતપદમાં વિલીન થઇને, અનુભવશું સામ્રાજ્ય; સુન્દર૦

શ્રી જ૦ દેવી.

---

## મહાપુરુષત્વ પામવાની મિથ્યા વાસના સેવનાર પ્રમાદીને ઉપાલંભ.

પદ ૨૨ ગરબી. ( જીર જગના પતિને, એ લય. )

શું તું સાધી શકીશ જગે જીવડા રે, તને પુરુષાર્થનો ન લાગ્યો નાદ,
છતાં મોટા થવાનું ચહે તું અતિ રે,
કાંઇ જાતનો નિરોધ નથી સેવવો રે, તને વાતનો ચઢ્યો છે ઉન્માદ;
અને જીવનમાં કાંઇ કરવું નથી રે.
ગુરુસેવા કે સંયમ ન સાધવાં રે,
છતાં થાવા ચહે વિશ્વવંદ્ય; અને૦
ત્યાગ, તિતિક્ષા કે ધ્યાન ન સેવે છતાં રે,
ચહે થાવા વિવેકાનંદ; અને૦
થવા તીર્થંકર, અર્હંત તું ચહે રે,
પણ ત્યજતો ન સ્વાર્થતણો અંશ; અને૦
ભાવાવેશ ભક્તિતણો ઉઠે ના છતાં રે,
થવું ચહે રામકૃષ્ણપરમહંસ; અને૦
સબલ ઉપાસનામાં ન મન પરોવવું રે,
તોય થાવું રામદાસ સમર્થ; અને૦

---

૧ આત્મામાં. ૨ સર્વ પ્રસંગમાં સમસ્થિતિવાળું.

અખંડિત બ્રહ્મકેરા ચિન્તનવિના રે,
તું તો જાણે થઉં હુંય રામતીર્થ; અને૦
પણ એમ તો ન ઉચ્ચ સ્થિતિ આવતી રે,
પ્રમાદેથી ન પ્રભુતા પમાય; છતાં૦
જીવનમાંહિ યમનિયમ નથી પાળવા રે,
પછી કેમ કરી મહાત્મા થવાય; છતાં૦
માટે ઇચ્છા થવાની ઉચ્ચ હોય તો રે,
પ્રબલ સાધજે અખંડિત પ્રયત્ન,
પછી સહજે થઇશ તું મહામતિ રે.
અંતરાત્માનું આલંબન ધારીને રે,
ગુરુ કરુણાથી પામ ઇચ્છયું રત્ન,
અને મેળવ આ જન્મે ધારી સ્થિતિ રે.

---

## ईशशरणता ए ज अहंनिवृत्तिनुं साधन छे.

પદ ૨૩ ( કાયા કાચો કુંભ છે, એ લય. )

સાધ્યચિન્તન ચાલતાં, અંતરૂમાં થયું એમ:
'મનનું શમન થતું નથી, અદ્યાપિ લગી કેમ?'
તપાસી જોયું મારૂં અંતરૂ એકાન્તમાંહિ,
ભાળ્યું દુઃખમૂલ, જણાઇ ભૂલ, મારા નિશ્ચયમાં કાંઇ.
હુંમમભાવો ત્યાં સુધી, મનનું છે ઉત્થાન,
હું શમતાં મન મન નથી, અહં એ જ અજ્ઞાન.
મળી સદ્યુક્તિ તોપણ કંઇ કઠિનતા લાગવાથી,
વળી વારંવાર, હૃદયમાં વિચાર, કર્યો મેં તીવ્રતાથી.
મંથન કરતાં જડી ગયો, સર્વોત્તમ ઉપાય,
પ્રભુમાં હુંપણું અર્પું તો, મન સહજે શમી જાય;
પછી સ્વપ્ન જાગ્રતે મનનું નિરાળું સ્ફુરણ ક્યાંથી!

જતાં હું ને નિજ, નથી દુઃખબીજ, પ્રભુસત્તા જ્યાં સોહાતી.
'હું સ્વતંત્ર કર્તા અને ભોક્તા છું' લહી એમ,
આજ સુધી દુઃખ અનુભવ્યું, હવે ટળ્યો એ વ્હેમ;
પૃથક્ અભિમાન ત્યજીને આજ ઇશને શરણુ થઉં છું,
આ જીવનનાવ, ધરીને ભાવ, સુકાનીને સોંપી દઉં છું.
કરવું ઘટતું હોય તે, કરશે મુજ ભગવાન્,
આ રીતે સહજે લહું, મનનું અનવસ્થાન.

પ્રમીલા બહેન.

---

## संसारमां गुरुज्ञातानुं शरण लेवा प्रबोध.

પદ ૨૪ ( મારે મન એ ન અધિક, એ લય. )

લઇ ભોમીયો કરો પ્રવાસ,
છે માર્ગ વિકટ જંગલઝાડી, નડશે જો જશો વાટે આડી,
હિંસ્ર પશુઓ નાખશે ઝટ ફાડી; લઇ૦
રડવડતાં ભૂતો વળી નડશે, આવીને લુંટારા કનડશે,
અણુધાર્યાં દુઃખ આવી પડશે; લઇ૦
ભોમીયો લઇ વાટે સાથે, ફરશો સંસારે દિન રાતે,
નિર્ભય રહેશો તો સઉ વાતે; લઇ૦
ભોમીયો સુગમ પથ લઇ જાશે, જ્યાં વિચરતાં મન હરખાશે;
રૂડું પણુ કંઇ કંઇ જોવાશે; લઇ૦
ગંતવ્યસ્થાને પહોંચાશે, ગુરુભોમીયો આપે અળપાશે,
અને તવ કર્તવ્યથી છૂટાશે; લઇ૦

શ્રી જ૦ દેવી.

## अभ्यंतरे उतरवा मनने प्रबोध.

પદ ૨૫ (ગાન મધુરાં કંઇ ગા, એ લય.)

કંઇક ઉંડે તો જા, મારા મનવા! કંઇક ઉંડે તો જા;
ઉપર ઉપર તે શું ભ્રમે છે, ઉપરમાં ન મઝા; મારા૦
ઉપર ભમતાં પક્ષિઓ જો! તીરની પામે સજા; મારા૦
બખોલની ઉંડાણે રહેતાં, ભોગવતાં ન ઇજા; મારા૦
ઉપર ખીલેલાં કરમાતાં, પુષ્પો આ તાજાં; મારા૦
ઉંડાણે ઉતરેલાં મૂળો, બલિષ્ઠ રહે ઝાઝાં; મારા૦
જાળે ભરાતી ઝટ જળઉપર, તરતી મત્સ્યપ્રજા; મારા૦
ઉંડાણના મહા મત્સ્યોની કોઇ, તોડી શકે ન માઝા; મારા૦
ઉંડાણમાં છે ખુલ્લા પ્રભુમન્દિરના દરવાજા; મારા૦
ઉર ઉંડાણે ઉતરીને થા, ઉપેન્દ્ર મહારાજા; મારા૦

---

## दृश्यासक्तिना त्यागपूर्वक इष्टस्मरण करी लेवा जीवने शिक्षा.

પદ ૨૬ (ભજન કરી લે ભાઈ ભગવતનું, એ લય.)

ભજનપૂજન કરી લે ઓ જીવડા! પ્રભુનું, જાવા દુઃખડાં,
વળી લેવા શિવપદસુખડાં રે જી;
વય વધી તોપણ બાલકસમ શું, ફેરવે વિષયભમરડા રે જી,
પ્રબુદ્ધ જન તો અંતર હસતા, રમતો જોઈ રમકડાં; વળી૦
પ્રભુસ્મરણઉપવનવિહરણ[1] ત્યજી, શોધે શું દશ્યઉકરડા રે જી,
[2]સંસૃતિઆસક્તિના લાગતા, જીવનઉપર ઉઝરડા; વળી૦
ધન્ય તું માને, જગતતણી વાતોનાં કરી ગતકડાં રે જી,
જાણ પરન્તુ હઠે ન તેથી, તારાં કલેશાવીતકડાં; વળી૦
આમ્રસમાં ફળ ત્યજી ખાતો કાં, બાવળકેરા પરડા રે જી,
રોગ થશે ખાતાં ને છેવટ, આવી ઝાલશે જમડા; વળી૦

---

૧ પ્રભુના સ્મરણરૂપી બાગમાં ફરવું તે, ૨ જગતની પ્રીતિ.

યૌવનમાં જે સધાય તે ન સધાતું થાતાં ઘરડા રે જી,
સમય સ્વલ્પ, સદ્વિદ્યા ગ્રહી લે, ઘુંટ ન મિથ્યા ઘરડા; વળી૦
સાધન સાધી, પ્રભુ આરાધી, વળી પ્રભુમય કરી મનડાં રે જી,
કાયાનું કલ્યાણુ કરી લે, નિરખી નૃહરિપ્રભુમુખડાં; વળી૦

શ્રી જ૦ દેવો.

## पोताना जीवनने केवुं रचवुं ते मनुष्यना पोताना हाथमां छे.

પદ ૨૭ ( જો મરણુ એ જીંદગીની, એ લય. )

આ જીવન પ્રભુખાણુની છે રત્નની દૈવી શિલા,
પોતાની પ્રભુએ છે ભરી જેના અણુઅણુમાં લીલા.
એ વસ્તુની મૂર્તિ રુડી રચવાની રહી તુજમાં કલા,
છે હાથ તુજ તે કરવી ચાર્વંગી કે બિહામણી બલા;
તુજ ચિંતનો છે ટાંકણાં, તારી કૃતિ છે આગળાં,
એ આગળાં ને ટાંકણાંથી, મૂર્તિ ઘડજે નિર્મલા; આ૦
ચિન્તને ધરીશ વિવેક ના તો, પ્રતિમાનયન થશે આંધળાં,
પુણ્યકૃતિ કરી તો ન પ્રતિમા-પાય થાશે પાંગળાં;
કામાદિ હણી તું પાડ જીવત્વાંશકેરા ભાગલા,
કર તત્ત્વચિંતનઘર્ષણેથી, જીવનમૂર્તિ ઝગાં ઝગાં; આ૦

## ज्ञानाविर्भावकाले थतो दृष्टिभेद.

પદ ૨૮ ( અંધારીયામાં, સઘળા જન, એ લય. )

સંહારીયાં આ, પ્રભુએ નયણુપરનાં અંધારીયાં જી,
જાદુવાળાએ જાદુ, કર્યું આંખઉપર જી,
નેત્રો ઉઘાડયાં અણુધારીયાં; સંહારીયાં આ૦
વિકારો હતા કંઇક જન્મના એમાં જી,
જગના કોઇએ એ ન સુધારીયાં;—
અંધ આંખેથી ફરતાં, પડયાં ઘણાં દુઃખો જી,
ઉપાયો કરી કરીને હારીયાં;—
ઉઘડતાં નયનો હાવે, અવનવું ભાળીએ જી,
અંતરનાં જોઇએ છૂપાં બારીયાં;—
બ્રહ્માંડનાં સઉ ભુવનોને ભાળીએ જી,

કલ્પનામાં જે પૂર્વે ધારીયાં;—
જડ ને જીવત્વતણી ભ્રમણાઓ ભાગી જી,
ભાળી ચૈતન્ય મનડાં ઠારીયાં;—
જયન્તીજીવનને સઉમાં નયને નિહાળીને જી,
સહજમાં જીવન અમ ઉદ્ધારીયાં;—

श्री ज० देवी०

## साधकोप्रति एनो ए ज प्रश्न.

પદ ૨૯. ( જેસલ કરી લે વિચાર; એ લય. )

સાધક ! થવા પ્રભુધ્યાન, કરવા જગનું અજ્ઞાન, શાં તેં માંડયાં અનુષ્ઠાન,
તુજનેપૂછે છે ભગવાન્; બોલોને સાધક વીર !
આપણ મળીએ રે, ત્યારે આત્મકર્તવ્ય ચિંતવીએ રે જી.
પામી ગુરુનો સંયોગ, લીધાં સાધનો અમોઘ,
આવા સ્વરૂપશું યોગ, તેનો કર્યો શો ઉપયોગ ? બોલોને સાધક૦
સાધક ! ભયંકર સંસાર, જેમાં બહુ છે વિકાર,
તેનો પામવાને પાર, શો છે કર્યો તેં વિચાર ?  બોલોને૦
પાછા વળીને જે નિજ, જીવન સંઘરે શી ચીજ,
એ ન જોયું ઉરથી જ, તો તો જવી છે પતીજ;  બોલોને૦
ઉઠે પ્રતિક્ષણ સંકલ્પ, કરતા આયુષને અલ્પ,
હણવા મનનો પ્રજલ્પ, ચિંતન કર્યું છે શું સ્વલ્પ ?  બોલોને૦
ક્રોધાદિક ભાવો બાવા, મુખપર આવી જાય,
પણ તે નહિ શમાવાય, તો ઉરથી તો કેમ ત્યજાય ?  બોલોને૦
કહે કડવું કો વેણ, ચઢી જતાં આપણાં નેણ,
મન તો માંડે સામી ફેણ, કયારે ઉર વ્હેશે શાન્તિ–વ્હેણ ? બોલોને૦
ઘરમાં હાનિ જરી થાય, કે કોઇ માંદુ પડી જાય,
આપણું મુખ કરમાય, જગ કેમ જૂઠું તો જોવાય ?  બોલોને૦
હજી તો છૂટે ન પ્રમાદ, કે ન ખૂટે જીભ–સ્વાદ,
કે ન મટે ભોગ—નાદ, કેમ કરી પમાશે પ્રસાદ ?  બોલોને૦

આવી ધૂળજેવી વાત—માટે દિવસ ને રાત,
ઉરમાં થતા રે' ઉત્પાત, તો મન થશે કેમ મ્હાત ? બોલોને૦
ઉતરે વાત ગળામાંહિ, હજી બગડયું ન કાંઇ,
કરવા પ્રભુની કમાઇ; સત્વર ઉઠો ભાઇ ! ભાઇ ! બોલોને૦

---

## प्रभुसाक्षात्कारमाटे प्रभुमय थवानी जरुर छे.

પદ ૩૦. (વહાલાની પાછળ હું જોગણુ બની; એ લય.)

પ્રભુને કાજે તો કરજે વૃત્તિ દિવાની,
વૃત્તિ દિવાની, છોડી પરવા બીજાની; વૃત્તિ૦
પ્રભુને ખાતર તું વિસરી જાજે, ખાન ને પાનાદિ ભોગ,
વિહ્વલતા મનની વધશે તો, થાશે પ્રભુસંયોગ; કરજે૦
લૌકિક વિભવો મેળવવા જેમ, તલસે તું દિનરાત,
રગરગથી તેમ પ્રભુચિંતનમાં, અર્પી દે તુજ જાત; કરજે૦
રાતની રાતો બેસી રહેજે, જોતાં પ્રભુની રાહ,
હૃદયે ચેન પડે ન પ્રભુવિણુ, પ્રકટાવી એવો દાહ; કરજે૦
નયન ફરારે તો પ્રભુકાજે, મીંચે તો પ્રભુકાજ,
ચાલે તો પ્રભુકાજેઃ એમ પ્રભુ-મય પ્રવૃત્તિ કરી આજ; કરજે૦
વાણીમાં વહાલાનું કીર્તન, આંખમાં અશ્રુધાર,
શ્રવણે કેવળ પ્રભુનું શ્રવણુ જ, એવી સ્થિતિને ધાર; કરજે૦
વિરહતણા વ્યાકુલ ભાવે પ્રભુ—પ્રતિમા લઇને હાથ,
ઉરના ઉમળકે ઘડી ઘડી ભેટી, પડજે તેની સાથ; કરજે૦
દિઙ્મૂઢતા આવે તો સહેજે, પણુ ન ત્યજીશ પ્રભુશોધ;
પ્રભુમય બનતાં પ્રભુઉર પ્રકટે; આજ તે તુજ ઉર નોધ; કરજે૦

प्रमीलाबहेन.

---

## જેના તેના આગળ દુઃખનું કથન કરવા જરૂર નથી.

પદ ૩૧ ( કાઢો મુખે આવી કહાણી, એ લય. )

કહેવી ન દુઃખની કહાણી જગત્પાસે દીનતા આણી,
ક જ ગ મારૂં આવેલું દુઃખ ટાળશે,
એવું માની, રંક પ્રાણી, બની વાણી, વદવી ન દુર્બલતાની; કહેવી૦
જીવ જીવતણું દુઃખ શું ટાળશે,
ભવપાણી, નિત્ય તાણી, જીંદગાની, જેની છે ધૂળધાણી; કહેવી૦
જગના જીવો સ્વયં જયાં છે અલ્પશક્ત ને—
અજ્ઞાની, અંધતાની, મંદતાની, છારી જેપર છવાણી; કહેવી૦
તેવા જનની દુરાશા ત્યજી ભજ તું,
ચક્રપાણિ, જોડી પાણિ,[1] થઇ ધ્યાની, તો તુજ સાચી મર્દાની; કહેવી૦
પ્રભુ ભક્તજનોકેરાં નેત્રોતણાં,
લુછે પાણી, નિજ જાણી, દીનતાની, એતો હજુરે નિશાની; કહેવી૦
પ્રભુનો અનન્ય આશ્રિત થઇને અલ્યા—
અભિમાનિ ! ભવમાંની, છાનીમાની, સુખની કરી લે કમાણી; કહેવી૦

શ્રી જ૦ દેવી.

---

## પ્રશ્નોત્તર.

પદ ૩૨ ( મારી સજનિ ! તું ક્યાં રમી આવી, એ લય. )

પ્ર૦ બોલો બોલો, ઓ અદશ્ય દેવો ! શાને, બેઠા ચુપ, ચુપ, ચુપ ?
કરૂં શું હું, એવું જેથી રંક મટીને, બનું ભૂપ, ભૂપ, ભૂપ ?
મનની મલિનતા કેમ ટળશે, કેમ કરી જીવત્વ ખોવું,
જીવનનો ઉત્કર્ષ સાધવા, કહો દેવો ! શું જોવું ?
ઉ૦ તારૂં રૂપ, રૂપ, રૂપ.
ઘડી ઘડી જો, ઓ અખંડસુખઅભિલાષિ ! તારૂં રૂપ, રૂપ, રૂપ.
નરદેહે, સામર્થ્ય સકલ અનુભવતાં, થા ભૂપ, ભૂપ, ભૂપ.

---

૧. હાથ.

પ્ર૦ જગત્જાળમાં ભટકી થાકયો, આયુષ આખું ખોતાં,
મળી ન શાન્તિ, તો તે સાચી, કહો મળશે શું જોતાં ?

ઉ૦ ચિતિરૂપ, રૂપ, રૂપ—ઘડી ઘડી૦

પ્ર૦ ઉપાધિનો માર્યો હું જ્યાં ત્યાં, જાતાં દુઃખ લહાતાં,
કહો, પરમ નિરુપાધિક સત્સુખ, મને મળે શું થાતાં ?

ઉ૦ બ્રહ્મરૂપ, રૂપ, રૂપ—ઘડી ઘડી૦

પ્ર૦ ઇચ્છું અખંડાનન્દમગ્નતા, પૂર્ણ તૃપ્ત ચહું થાતું,
પરમ શાંતિ, પરમાનુભવને, લેવા કહો શું ધ્યાવું ?

નિજરૂપ, રૂપ, રૂપ—ઘડી ઘડી૦

---

## इष्टनुं अंतरमां दर्शन करती वृत्तिना बुद्धिप्रति उद्गार.

પદ. ૩૩ ( હા હું છું બ્રહ્મ જીવ નથી એ, એ લય. )

હા સખિ ! એ તો એ જ છે મોહન, જાપ તો જેના જપાય છે,
ત્રાટક પણ થઇ જાય છે, ધ્યાન અખંડ ધરાય છે; હા૦
અંતરની આંખે અંતરના અજવાળામાં એ તો શોધાય છે,
અંતરાત્મા ત્યાં ભળાય છે, આનન્દ આનન્દ થાય છે; હા૦
એનાં દર્શનઅંજન આંજેલા નેત્રે, ભુખા ત્રિલોક દેખાય છે,
બાહ્યાન્તર જોવા સદાય એ, લોચન આ લલચાય છે; હા૦
વહાલા પ્રભુકેરૂં વહાલ અખંડિત, ઉભરાતું જ્યારે જણાય છે,
જગનાં વહાલાં વિસરાય છે, પ્રભુમાં સર્વસ્વ શમાય છે; હા૦
લૌકિક પ્રેમસ્વરૂપ ન કથાય તો, પ્રભુપ્રેમ કેમ કથાય છે,
અનુભવીથી તે લહાય છે, પણ તે સહજ ન પમાય છે; હા૦
આરંભે દૂર જણાતા તે હાવે, નિકટ નિકટ નિરખાય છે,
છૂપી સાનો સમજાય છે, અબોલ વાણી શુણાય છે; હા૦
અંતરના ઉંડે હાવે જવું કાં, એ જ જ્યાં સામે ભળાય છે,
ભેદ હવે તો વિલાય છે, એક સ્વરૂપ થવાય છે: હા૦

શ્રી જ૦ દેવી.

## चिदाकाशमां विहरती अहंवृत्तिनी प्रतीति.

પદ ૩૪ (બ્રહ્માંડ રમણિક વિતર્યું. એ લય.)

ચિદ્‌ઘન[1] ચઢયો નભમંડલે[2], અતિ પ્રબળ દળ ઉભર્યું,
બની ત્યાં વીજ હું ઝબકું.

એ ગગનગર્ભે ભીષણ ગર્જન, જ્યાં અકથ પ્રસર્યું,
છૂની બસ વીજ ત્યાં ઝબકું.

ન જણાય ત્યાં મધ્યાહ્ન કે, આછુંય મળરકું,
ઝળકે ન સૂર્યેન્દુ ત્યાં ક્યાં, તારાતણું મટકું;
હું કેવળ વીજ ત્યાં ઝબકું.

એ અભેદ્ય ઘનસ્તરે, હું પણ ક્ષણિક ટકું,
જ્યાં પળની પળ પણ વીતતી ના, ત્યાં પુનઃ છટકું;
પરન્તુ હું જ ત્યાં ઝબકું.

સર્વત્ર મત્ત બની પ્રસરૂં, ક્યાંહિ ન પણ અટકું,
પળમાત્ર પણ સામ્રાજ્ય મુજ વર્તતું જોઇ શકું;
ક્ષણિક પણ હું જ ત્યાં ઝબકું.

એ ઘનઉપર હું ઝળહળું, ને ઉંડાણે ગરકું,
લહી મુજ યથેચ્છ વિહરણ ચિતિમાં. હું સ્વયં હરખું;
અહો ! વિદ્યુત્ બની ઝબ કું

---

## भारतवर्षनिमित्त शुभचिंतन.

પદ ૩૫ ( પરમ વિજયવન્ત હો, એ લય. )

ભારત અભયવન્ત હો, બ્રહ્માંડભરમાં બ્રહ્મચિન્તને,
દિવ્ય દૃષ્ટિવન્ત હો, આંતર સામર્થ્યે જ્ઞાનઅંજને,
પ્રજામાં પ્રભુની પ્રભુતા પ્રકાશો,
જજો સદ્ય છૂટી પ્રતિકૂલ પાશો;
જણાજો સદા સર્વના નેત્રસ્હામે,
પ્રભુનાં રૂપો ભારતે ઠામઠામે,
ભારત વિશ્વવંદ્ય હો, સેવી શ્રદ્ધાથી પરમ સંતને.

---

૧. ચિદ્‌તત્વરૂપ મેઘ. ૨. આકાશમાં.

પ્રસિદ્ધ કરનાર:
શ્રીશ્રેયસ્સાધકઅધિકારીવર્ગ તરફથી
જે૦ દે૦ દવે-અમદાવાદ.

---

તા. ૧૩ : ૩ : ૨૨ થી તા. ૧૯ : ૩ : ૨૨.

સંવત ૧૯૭૬ સને ૧૯૨૦

---

શ્રી ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ
મુદ્રિત કર્યું. ખાડીયા—અમદાવાદ.

## સાધનસમારંભમાં સાધકોએ પાલન કરવાના નિયમે

૧ પ્રાતઃકાળે પાંચ વાગતાં ઉ[illegible] આ[illegible]
પરવારી સાત વાગતાં સંયમમાટે નિશ્ચય કરેલા સ્થળ જ[illegible] જવું.

૨ સાતથી અગીઆર વાગતા સુધી પ્રત્યેક સાધકે પોતપોતાને જપ, પ્રાણાયામ, ધારણા, ધ્યાન વગેરે સંયમની ક્રિયાઓ કરવી.

૩ કોઇ પણ સાધકે બીજા સાધકોને વિક્ષેપ થાય એવી કોઇ ક્રિયા સંયમના સ્થાનમાં કરવી નહિ. તે સ્થાનમાંથી વારંવાર જા[illegible] કરવી નહિ.

૪ સમારંભમાં જેઓએ નાની ઉમરનાં બાળકોને આણેલાં હોય તે તે બાળકોએ સંયમમાં કોઇને કોઇ જાતનો વિક્ષેપ ન કરે તેની ખબર રાખવી. તેમ ન થતાં બાળકોથી થતા દોષોના જવાબદાર તેમના વડિલોને જ ગણવામાં આવશે.

૫ અગીઆર વાગતાં પ્રાતઃકાળના સંયમની સમાપ્તિ થયે સાધકોએ, આરતી થતાં સુધી પોતાના આસનનો પરિત્યાગ કરવો નહિ.

૬ આરતી થઇ રહ્યા પછી સ્નાન કરવા ઇચ્છનાર સાધકોએ સ્નાન કરવા જવું. અને જણાવવામાં આવે તે સમયે ભોજનશાળામાં હાજર થવું. જેઓ વિલંબે હાજર થશે તેમની ભોજનમાટે બીજી પંક્તિમાં વ્યવસ્થા થશે.

૭ સાંજે પાંચ વાગે પુનઃ સ્નાનની ઇચ્છા હોય તેમણે સ્ના[illegible] જવું અને ૭ સુધીમાં સંધ્યા વગેરેથી પરવારી વ્યાખ્યાનમંડપમાં હાજ[illegible]

૮ સાંજે ૭ થી આઠસુધી થનારાં અથવા અન્ય નિશ્ચય ક[illegible] આવનાર સમયે થનારાં વ્યાખ્યાનોમાં સાધકના ધર્મને અનુસરી ભાગ

૯ આઠથી સાડા નવસુધી કીર્તનના આનંદમાં ભાગ લેવો.

૧૦ દશ વાગે પ્રત્યેક સાધકે સુઇ જવું. જેમને વહેલી નિદ્રા ન આવતી તેમણે સુતા સુતા જપ કરવા, પરંતુ વાતો કરી બીજાની નિદ્રામાં વિક્ષેપ ન

૧૧ સંયમવિનાના સમયમાં સાધકોએ બનતાસુધી વ્યવહારિક નહિ કરવી, પરંતુ સંયમને પોષક વાતો કરવી, નહિ તો મૌનપણે સદ્વિચાર આદિનું સેવન કરવું.

૧૨ આ નિયમોનો જાણી જોઇને ભંગ કરનાર સાધકોને સમારંભમાં લેવાને અનધિકારી ગણવામાં આવશે.